# આપણી પોતાની એક બસ

લેખક : ફ્રેડી વિલિયમ્સ ઇવાન્સ

રેખાચિત્ર : શૉન કોસ્ટેલો



મેબલ જીન ની સૌથી પ્રબળ ઈચ્છા હતી કે એ ભણવા સ્કૂલ જઈ શકે. પણ સ્કૂલ પાંચ માઈલ દૂર છે. એક નાની છોકરી માટે આ દૂરી ચાલવા માટે બહુ વધારે છે, ખાસ કરીને શિયાળા અને ચોમાસા માં. રોજ મેબલ જીન અને બીજા આફ્રિકી-અમેરિકન બાળકો એક બસ જુએ છે, જે ગોરા બાળકો ને એની સ્કૂલ માં લઈ જતા હોય છે. "આપણી પોતાની પણ એક બસ કેમ ન હોઈ શકે?" મેબલ જીન આખરે એના માતા-પિતા ને પૂછે છે.

વાસ્તવિક ઘટનાઓ પર આધારિત 'આપણી પોતાની એક બસ' આપણને એ બતાવે છે કે કેવી રીતે એક સમુદાય પોતાના બાળકો ને શિક્ષિત કરવા માટે ભેગા થાય છે. ફ્રેડી ઇવાન્સ ની આ મર્મસ્પર્શી કથા વાચકો ને પ્રેરણાદાયી લાગશે. શૉન કોસ્ટેલો ના રેખાચિત્ર 1940 અને 1950 ના દશક ના દક્ષિણ નો ભાવ જગાડે છે.

# આપણી પોતાની

# એક બસ



લેખક : ફ્રેડી વિલિયમ્સ ઇવાન્સ

રેખાચિત્ર : શૉન કોસ્ટેલો

મારા સ્વર્ગીય મામાઓ સી. ડબ્લ્યૂ. 'સ્મિથ' કોટન તથા જો ઈ. કોટન સીનીઅર; મામેરી બહેનો કેરી બેલ લુઈસ અને મેબલ લુઈસ સિટન; જેણે એ પહેલી બસ માં સવારી કરી અથવા એમાં યોગદાન આપ્યું; કૉલીન સાલે; અને પેટ્રિશિયા મેકકિસ્સાક માટે

-એફ. ડબ્લ્યૂ. ઈ.

મારા દીકરા ડ્રૂ કોસ્ટેલો માટે.

-એસ. સી.



"મેબલ જીન, તારે સાથે રહેવું પડશે," જેફે જોર દઈને કહ્યું. મેબલ જીને જલ્દી પગ ઉપાડવાની કોશિશ કરી. પણ એ ન કરી શકી. પરિણામે એ અને એનો ભાઈ બીજા બાળકો થી બહુ પાછળ રહી ગયા હતા.

"હું તને તેડીશ નહીં," એણે સખ્તી થી કહ્યું. "જો તું બધા સાથે ચાલી નથી શકતી, તો તારે ઘરે બેસવું પડશે."

"હું સાથે થઈ જઈશ," એ ગણગણી.

જેફ મેબલ જીન ને એ યાદ દેવડાવી રહ્યો હતો જે એના પાપા એ કહ્યું હતું. "જો તું પાંચ માઈલ પગે ચાલી નથી શકતી, તો તને આવતા વર્ષ સુધી ઘરે જ રહેવું પડશે." પણ મેબલ જીને એ જ વર્ષે સ્કૂલ જવાનો નિર્ણય કરી લીધો હતો, અને કોઈ બાધા એને રોકી શકે તેમ ન હતી.

જેફ જયારે મેબલ જીન ને એની કક્ષા માં લઈ ગયો, ત્યાં સુધી માં સ્કૂલ શરુ થઈ ચુકી હતી. "ટાંકી માં થી પાણી પી અને થોડીવાર આરામ કર," એની શિક્ષિકા મિઝ પોવેલે કહ્યું.

મેબલ જીન બાકી બાળકો સાથે ત્યારે બેઠી જયારે ચીન-બેરી ને ગણવાનો સમય થઈ ચુક્યો હતો. એણે પંદર સુધી ગણ્યું. "બહુ સરસ, મેબલ જીન," મિઝ પોવેલે કહ્યું. "હવે તારી પાસે બેઠેલા બાળકો ની મદદ કર."






સ્કૂલ પછી મેબલ જીન અને બીજા બાળકો પાકા રસ્તા ને કિનારે-કિનારે ઘર તરફ જવા લાગ્યા. "તમે લોકો આગળ જાઓ," જેફે એના મિત્રો ને કહ્યું. "મારે મેબલ જીન સાથે ચાલવું પડશે." ગાડીઓ એમની પાસેથી પસાર થઈ. પછી એક સ્કૂલ બસ પસાર થઈ. પણ એમાં ફક્ત ગોરા બાળકો હતા.

"ના-ના-ના, તમારે ચાલવાનું છે," એમણે મેબલ જીન અને બીજા બાળકો ને પજવ્યા, અને થોડા અપશબ્દો પણ કહ્યા. જેફે એનો હાથ પકડી લીધો, જેથી એ ડરે નહીં.

તેઓ હેન્ડરસન પરિવાર ની જમીનમાં થી નાનો રસ્તો પકડી આગળ વધ્યા. અચાનક મેબલ જીન એક ઠૂંઠા સાથે ભટકાઈ. એના પગમાં પીડા થવા લાગી, જાણે સેંકડો મધમાખીઓએ ડંખ માર્યો હોય. એના ઘૂંટણ નમી ગયા અને એ નીચે પડી ગઈ.

"ચાલ ઉઠ, મેબલ જીના!" જેફે એની મદદ કરતા કહ્યું.

"હું...હું...પોતે ચાલીશ," એણે જીદ્દ કરી. પણ એનાથી ઉભા પણ થવાતું ન હતું. જેફે કહ્યું કે એ એને ઉપાડશે નહીં, પણ એણે એમજ કર્યું.

મેબલ જીન નું દિલ એના પગ થી ઘણું વધારે ત્યારે દુઃખવા લાગ્યું જયારે એને એના પાપા ની ચેતવણી યાદ આવી.



"જો થોડા દિવસો પગ પર વજન નહીં આપીશ, તો એ જલ્દી સારો થઈ જશે," માઁ એ એને પથારી માં સુવડાવતાં કહ્યું. પણ મેબલ જીન ને ચિંતા એ હતી કે પાપા શું કહેશે.

"લાગે છે મેબલ જીન ને સ્કૂલ સુધી પગે ચાલવાનું ભારે પડી રહ્યું છે," ખેતર પરથી પાછા ફરતા પાપા એ કહ્યું.

"પાપા, મહેરબાની કરીને મને આવતા વર્ષ સુધી ઘર પર રોકતા નહીં," એણે આજીજી કરી. "પગ નો જખમ એક અકસ્માત હતો. હું સ્કૂલ સુધી ચાલી શકું છું. મને એક મોકો બીજો આપો."

પિતા એ માથું નમાવ્યું, બધા ચૂપ હતા.

"અચ્છા...," એ અચકાયા. "અચ્છા...એક વાર વધારે કોશિશ કરીયે."

"આભાર, પાપા," એણે કહ્યું અને પિતા નું મન બદલાય એ પહેલા જલ્દી ચાદર નીચે ઘુસી ગઈ.



જે દિવસે મેબલ જીન ફરી સ્કૂલ ગઈ, એ દિવસે વરસાદ પડયો. જયારે સ્કૂલ બસ એની પાસેથી પસાર થઈ ત્યારે મેબલ જીન અને જેક પર ગંદુ પાણી ઉછળ્યું. મેબલ જીન ના બૂટ માં પાણી ભરાઈ ગયું, અને એના પગ એટલા લપસી પડયા અને ઘસાવા મંડયા, કે એમાં ફોલ્લા પડી ગયા.

"બીજી વાર તારા બૂટ ભીના થઈ જાય, તો એને ઉતારી લેજે," માઁ એ એને સલાહ આપી. "આ મીઠાં નું પાણી તારા પગ ને મદદ કરશે, પણ એની હાલત જોતા તારે થોડા દિવસો ઘરે જ રહેવું પડશે."

"ઘરે રહેવું પડશે!" મેબલ જીન રડી પડી. "મારે સ્કૂલ જવું છે. અમે પણ ગોરા બાળકો ની જેમ બસ માં સ્કૂલ કેમ ન જઈ શકીયે?"

"મેબલ જીન," એના પાપા એ જવાબ આપ્યો, "તને ખબર છે કે જે લોકો કાઉન્ટી (સ્થાનીય પ્રશાસન) ચલાવે છે, એ આપણે માટે સ્કૂલ બસ નથી આપતા."

"શું તમે કોઈને અમને એક બસ આપવાનું કહી ન શકો, પાપા?" મેબલ જીને પૂછ્યું.

પાપા એ મેબલ જીન ફરતે એના હાથ વીંટાળ્યા. "એટલું સહેલું નથી, મેબલ જીન. હું પણ એ ઈચ્છું છું, પણ કોને કહું એ સૂઝતું નથી."

એ સાંજે મેબલ જીને એના માઁ-બાપ ને બસ વિષે વાતચીત કરતા સાંભળ્યા. એના પાપા એ કહ્યું, "તને તો ખબર છે કે આ જમીન આપણી નથી. જો આપણે કોઈ મુશ્કેલી કરીયે, તો એ આપણને લાત મારીને અહીં થી કાઢી મુકશે."



"અમે તને બહુ યાદ કરી," મિઝ પોવેલે કહ્યું, જયારે મેબલ જીન સ્કૂલ પાછી ફરી. "તું પાછી આવી તેથી અમે બહુ રાજી થયા."

"હું પણ પાછી આવીને રાજી થઈ," એણે જવાબ આપ્યો. "મને સ્કૂલ ગમે છે, પણ મારે થોડા સમય માં સ્કૂલ આવવાનું ફરી બંધ કરવું પડશે, હવામાન ને કારણે."

"મારે પણ," હેનરી એ કહ્યું. "મારી મામા એ કહ્યું છે કે ઠંડી અને વરસાદ માં સ્કૂલ આવવાથી હું માંદો પડી શકું છું."

"આજે સવારે જ મેં જમીન પર હિમ જોયું હતું," સેમે જોડયું.

"શું તમે કોઈ ને અમારે માટે એક બસ ખરીદવા નહીં કહી શકો, મિઝ પોવેલ?" મેબલ જીને પૂછ્યું. "જો અમારી પાસે બસ હોત તો અમારે સ્કૂલ આવવાનું બંધ ન કરવું પડત."

"જેને હું જાણું છું અને જેને કહી શકું છું, એ લોકો કાઉન્ટી ચલાવે છે," એણે જવાબ આપ્યો. "તારા માતા-પિતાએ એને કહેવું જોઈએ." જયારે મિઝ પોવેલ એ કહી રહી હતી ત્યારે મેબલ જીન ને યાદ આવ્યું કે એના પાપા એ માઁ ને શું કહ્યું હતું. એને ખબર હતી કે એ કોઈ પ્રકાર ની મુશ્કેલી ઉભી કરવા નહીં ઈચ્છે.



એ બપોરે જયારે મેબલ જીન અને જેફ ઘરે ચાલીને પાછા ફરી રહ્યા હતા ત્યારે એક શાનદાર કાળી ગાડી એની પાસે આવીને ઉભી રહી. "જેફ," ડ્રાઈવરે બોલાવ્યો, "બેસો. હું તને અને નાની મેબલ ને ઘરે મૂકી દઈશ."

આ એનો કઝીન સ્મિથ હતો, જે શહેર થી પાછો ઘરે જઈ રહ્યો હતો. એની પાસે ઘણી જમીન હતી અને એ એના ખેતર માં કામ કરવા માટે લોકો ને મજૂરી આપતો હતો. જેફ અને બીજા બાળકો ક્યારેક એને માટે કપાસ વીણી ને થોડા પૈસા કમાતા હતા.

મેબલ જીન પાછલી સીટ પર સરકી ને બેઠી. જેફ એની પાછળ બેઠો. એ આટલી શાનદાર ગાડી માં પહેલા ક્યારેય બેઠી ન હતી. એને ખબર હતી કે એ બહુ મોંઘી હતી. જો કઝીન સ્મિથ પાસે આવી ગાડી ખરીદવાના પૈસા હોય, તો કદાચ...

"કઝીન સ્મિથ," ઘર ની સામે ગાડી ઉભી રહેતા એણે કહ્યું.

"શું છે, નાની મેબલ?" એણે પૂછ્યું.

"એવું છે.." એ અચકાઈ. "શું તમે અમારે માટે એક બસ લાવી શકો છો? મારે અને મારા મિત્રો ને થોડા સમય માં ઠંડી ને કારણે સ્કૂલ જવાનું બંધ કરવું પડશે. પણ અમે સ્કૂલ જવાનું બંધ કરવા નથી ઇચ્છતા. જો બસ હોત તો અમારે એવું ન કરવું પડત, અને મારા પગ માં વારે-વારે ઇજા ન થાત, જેમ હમણાં થાય છે."

"બસ? હું મદદ કરવા તો ચાહું છું નાની મેબલ, પણ હું બસ વિષે કંઈ જાણતો નથી."



મેબલ જીન પ્રાર્થના કરતી રહી કે કઝીન સ્મિથ બસ વિષે જાણકારી મેળવે. અને થોડા સમય માં એણે એવું કર્યું. આગળ ના અઠવાડીએ જયારે કઝીન સ્મિથ ની ગાડી ઘર સામે ઉભી રહી, તો એ આશાભેર બહાર ભાગી.

"ગયે અઠવાડીએ નાની મેબલે મને પૂછ્યું હતું કે શું હું એક સ્કૂલ બસ લાવી શકું છું," કઝીન સ્મિથે મેબલ જીન ના માતા-પિતા ને જણાવ્યું. "હું એના પર વિચારતો રહ્યો. મેં નિર્ણય કર્યો છે કે હું એક બસ ખરીદીશ, જો બાળકો ના માતા-પિતા મને મદદ કરવા તૈયાર હોય. એણે બાળકો ના બસ માં પ્રવાસ કરવાના પૈસા આપવા પડશે. મને ખબર છે કે આપણે બધા કર ભરીયે છીએ, અને કાયદેસર રીતે આપણા બાળકો માટે પણ બસ હોવી જોઈએ. પણ લાગે છે કે આપણા બાળકો સારી રીતે ભણી શકે એ માટે આપણે બમણો ખર્ચ કરવો પડશે."

"હું એ જાણી લાવીશ કે બાકી લોકો શું કહે છે," મેબલ જીન ની માઁ એ કહ્યું.



બીજા રવિવારે માઁ એ ચર્ચ માં ઘોષણા કરી. "આપણા ભાઈ સ્મિથે આપણા બાળકો માટે એક સ્કૂલ બસ લાવવાની યોજના બનાવી છે," એણે કહ્યું. "પણ આપણે પણ સહયોગ આપવો પડશે. આપણે બાળકો ને એમાં સવારી કરવા માટે અલગ પૈસા આપવા પડશે. જે પણ આ કોશિશ માં જોડાવા ચાહતા હોય એ પ્રાર્થના પછી ઝાડ નીચે મને મળે."



"આપણા બાળકો ને આગળ વધવા માટે સારું શિક્ષણ જરૂરી છે. પણ જો એ સ્કૂલ પહોંચી જ નહીં શકે તો ભલા શિક્ષણ કેવી રીતે મેળવશે?" મેબલ જીન ની માઁ એ પ્રાર્થના પછી ઝાડ નીચે ભેગા થયેલા લોકો ને કહ્યું.

"હું ઈસ્ત્રી કરવાનું વધારા નું કામ લઈ શકું છું," મિઝ મેકડોનાલ્ડ બોલી.

"હું સ્કૂલ પછી કપાસ વીણવાનું કામ લઈ શકું છું," હેનરી ના મોટા ભાઈ એ કહ્યું.

"હું કપડાં ધોવાનું બીજું કામ શોધી શકું છું," મિઝ રાઉઝરે કહ્યું.

બીજા બાળકો ના માતા-પિતા પણ બસ માં સવારી કરવાના પૈસા આપવા તૈયાર થયા. "લાગે છે જે શરૂઆત ની આપણને જરૂર હતી, એ થઈ ચુકી છે," મેબલ જીન ની માઁ એ ખુશ થઈ ને કહ્યું.

કઝીન સ્મિથે એની યોજના પર અમલ કર્યો. એણે એક જૂની બસ ખરીદી જે ગોરા બાળકો ની સ્કૂલ માં ચાલતી હતી. પણ એ એટલી ખરાબ હાલત માં હતી કે ઘરે પહોંચતા પહેલા જ રસ્તા માં બંધ પડી ગઈ. "લાગતું નથી કે આનાથી આપણું કામ થશે," મેબલ જીન ના પાપા એ ટ્રેક્ટર સાથે એને બાંધતા કહ્યું.

"હા, પણ ઘણી વાર એક બનાવવા માટે બે ની જરૂર પડે છે," કઝીબ સ્મિથે જવાબ આપ્યો.

"એક બનાવવા બે?" મેબલ જીન વિચારમાં પડી ગઈ. ત્યાં એને યાદ આવ્યું કે દાદી કાંચળી બનાવવા માટે લોટ ના બે કોથળા જોડતી હતી.

"કઝીન સ્મિથે બસ તો ખરીદી લીધી," મેબલ જીને ફરિયાદ ના સુર માં કહ્યું. "પણ એ એટલી જૂની છે કે ચાલતી જ નથી. મારા પાપા આવતા શનિવારે એના સમારકામમાં મદદ કરવાના છે. પણ જો એની મરામત સરખી નહીં થાય તો અપણે પગપાળા જ સ્કૂલે જવું પડશે."

"મારા પાપા ગાડીઓ નું સમારકામ કરે છે. હું એને બસ વિષે પૂછીશ," સેમે કહ્યું.

"હું પણ મારા ડેડી ને મદદ કરવા કહીશ," હેન્રી એ જોડ્યું.

એ શનિવારે જયારે એ કઝીન સ્મિથ ને ઘરે પહોંચ્યા, તો બધા અચંભા માં પડી ગયા. ત્યાં એક ને બદલે બે જૂની બસો ઉભી હતી.

બધા ની મદદ થી બંને બસ ના સૌથી સારા ભાગો કાઢવામાં આવ્યા, જેથી એને જોડી-જોડી ને એક સારી બસ બનાવી શકે.

"મને એન્જીન જોવા દ્યો," સેમ ના પાપા એ કહ્યું.

"હું પૈડાં લગાવું છું," હેન્રી ના ડેડી એ કહ્યું.

"હું બસ ની નવી ફરશ બનાવવા લાકડા લાવ્યો છું," લુઈસ ના ડેડી એ કહ્યું.

મેબલ જીન ના પાપા અને ભાઈ એ બે લાંબી બેન્ચ બનાવી હતી.

"હું પણ મદદ કરવા ચાહું છું," મેબલ જીને કહ્યું.

"તું રંગ લગાવવામાં મદદ કરી શકે છે," એના પાપાએ એને કહ્યું. જયારે બેન્ચ સુકાઈ ગઈ, તો એને બારીઓ ની બંને કતાર નીચે લગાવવામાં આવી. બસ નો અંદર નો હિસ્સો હવે તૈયાર હતો. થોડી વારમાં બહાર નો હિસ્સો પણ તૈયાર કરી દેવાયો.

બસ થી સ્કૂલ જવાની પહેલી સવારે મેબલ જીન અને જેફ એના બસ સ્ટોપ પર બહુ વહેલા પહોંચી ગયા. પરિવાર ના લોકો, મિત્રો અને પાડોશી એની સાથે ઉભા હતા.

"લો બસ આવી રહી છે!" મેબલ જીને ખુશી થી ચીસ પાડી. બધા લોકો એ બસ ના આવવા પર તાળીઓ પાડી અને હાથ હલાવી ને એનું સ્વાગત કર્યું.

"અમારે માટે બસ લાવવા માટે આભાર, કઝીન સ્મિથ," મેબલ જીને બસ માં ચઢતા કહ્યું. એણે પાંચ સેન્ટ કઝીન સ્મિથ ને આપ્યા અને બરાબર એની પાછળ બેન્ચ માં બેસી ગઈ.

બસ ચાલવા લાગી તો લોકો એ ખુશી જાહેર કરી. એ લોકો કાળા બાળકો ને પોતાની સ્કૂલ બસ માં સવારી કરતા જોવા આવ્યા હતા.

બધા એ માન્યું કે આ દ્રશ્ય ને જોવા માટે બમણા પૈસા આપવા પણ વસૂલ હતા.

## લેખક ની ટિપ્પણી

વાસ્તવિક ઘટનાઓ પર આધારિત "આપણી પોતાની એક બસ" (એ બસ ઓફ અવર ઓન), મેડિસન, મિસિસિપી ના રિડલી હિલ બાપ્ટિસ્ટ ચર્ચ ના આફ્રિકી-અમેરિકી સમુદાય ની લાગણી ને દર્શાવે છે. કથા નો સમય બીજા વિશ્વ યુદ્ધ બાદ અને નાગરિક અધિકાર આંદોલન ની શરૂઆત ની પહેલા નો છે. જોકે આફ્રિકી-અમેરિકી નાગરિક કર ભરતા હતા અને એમાંથી ઘણા પાસે જમીન પણ હતી, એમને અલગ અને અસમાન જન સેવાઓ, જેમકે સ્કૂલ અને સ્કૂલ પહોંચવાના સાધન, મળતા હતા.

મેબલ જીન ના પરિવાર ની જેમ મોટા ભાગ ના આફ્રિકી-અમેરિકી પરિવાર , જે જમીન ના માલિક ન હતા, 'શેરક્રોપર' તરીકે કામ કરતા હતા. એમાં એને ઉપજ નો એક હિસ્સો મળતો હતો, પણ મહેનત-મજૂરી ના નામે નહીંવત અથવા કંઈ નહીં. આ વ્યવસ્થા એને હંમેશા જમીન માલિક ના કરજદાર બનાવી રાખતી હતી અથવા અડધી ગુલામી ની સ્થિતિ માં રહેવા મજબૂર કરતી હતી.

1949 માં, મિસિસ કેરી બેલ લુઈસ ના નેતૃત્વ માં, જેની બેટી મેબલ મૅક્સિન આ વાર્તા ની મેબલ જીન છે, સમુદાય ના બીજા માતા-પિતા ના સક્રિય સહયોગ થી, ક્લીફટન ડબલું 'સ્મિથ' કોટને આફ્રિકી-અમેરિકી બાળકો માટે પહેલી બસ ખરીદી અને ચલાવવી શરુ કરી.

સામુદાયિક કોશિશો થી 1950 માં મેડિસન કાઉન્ટી સ્કૂલ બોર્ડે મિસ્ટર કોટન સાથે કરાર કર્યો કે એ બે બસ ઉપલબ્ધ કરાવશે અને એને પ્રત્યેક મહિને એક બસ માટે 120 ડોલર આપવામાં આવશે. એના નાના ભાઈ જો. ઈ. કોટન, સિનિયરે બીજી બસ ખરીદી અને ચલાવી. 1954 માં કાઉન્ટીએ આફ્રિકી-અમેરિકી બાળકો માટે બસો ઉપલબ્ધ કરાવી અને એના ચાલક ભાડે રાખ્યા. આ એ પણ વર્ષ હતું જયારે 'બ્રાઉન સામે બોર્ડ ઓફ એજ્યુકેશન' નો મામલો ચાલ્યો, જેમાં અમેરિકા ની સર્વોચ્ચ અદાલતે સર્વસંમતિ થી ફેંસલો આપ્યો કે જાતિવાદ આધારિત સ્કૂલ અલ્પસંખ્યકો ને શિક્ષા ના સમાન અધિકાર થી વંચિત રાખે છે, જે ગેરબંધારણીય છે.

મેબલ મૅક્સિન લુઈસ (પછીથી સિટન) એ સ્થાનીય સ્કૂલ માં થી આઠમી અને ટોઉગાલુ પ્રીપેરેટરી સ્કૂલ માં થી હાય સ્કૂલ સુધી નો અભ્યાસ પૂરો કર્યો. 1968 મેં ટોઉગાલુ કોલેજ માં થી આરંભિક શિક્ષા માં બીએ ની ડિગ્રી પ્રાપ્ત કરી.